

# ભારતમાં ખેતમજૂરોની સમસ્યા અને તેનું સમાધાન

Arvindbhai K. Paramar[1], Dr. Jignesh M. Kauangal[2]

[1] Ph.D. Research Scholar, Department of Economics, Gujarat University, Ahmedabad
[2] Principal & Ph.D. Supervisor, Shree Narayana College of Commerce, Jodhpur Tekra, Ahmedabad

## ABSTRACT

ભારતમાં કુલ ખેતમજૂરોની સંખ્યા 148 મિલીયનથી પણ વધારે જોવા મળે છે. 2011 ની વસ્તી ગણતરી પ્રમાણે 14.43 કરોડ જમીન વિહોણા ખેત મજૂરો પૈકી ગુજરાતમાં ખેતમજૂરોની સંખ્યા 68.39 લાખ જોવા મળી હતી. અને સૌથી વધુ ખેત મજૂરોની સંખ્યા ઉત્તર પ્રદેશમાં 1.99 કરોડ જોવા મળી હતી. વસ્તી ગણતરી પ્રમાણે ભારતમાં 1951 માં ખેત મજૂરો ની સંખ્યા 27.50 મિલિયન આજુબાજુ જોવામળી હતી. જે વધીને 1981 માં 56 મિલિયન થઈ જવા પામી હતી. જે 2001 માં 107 મિલિયન થવા પામી હતી અને જે હાલ વર્તમાનમાં 2023 માં 148 મિલિયન સુધી પહોંચી જવા પામી છે. ભારતમાં ખેતમજૂર બિલકુલ અસંગઠિત સ્વરૂપના જોવા મળતા હોય છે. તેઓમાં ખાસ કરીને અજ્ઞાનતા, નિરક્ષરતા વ્યાપક પ્રમાણમાં જોવા મળીતી હોય છે. ખેતમજૂર ખાસ કરીને પોતાના મૂળભૂત અધિકારોથી પણ વંચિત જોવા મળે છે. તેઓને રોજગારી પણ ઋતુના આધારે મળતી હોય છે. એટલે કે ચોમાસાની ઋતુમાં જ રોજગારી મળતી હોય છે, જ્યારે ઉનાળામાં તેઓને કામ વિના બેશી રહેવું પડતું હોય છે. આવા ખેતમજૂરોનું શોષણ પણ મોટા પ્રમાણમાં થતું હોય છે. કારણ કે જમીનદારો પોતાની ઈચ્છા મુજબ વેતન આપતા હોય છે, અને ખૂબ ઓછા પ્રમાણમાં કામ મળવાની સંભાવના હોવાથી આવા મજૂરો ઓછા વેતને કામ કરવા માટે તૈયાર હોય છે. આ પ્રકારના શ્રમિકો ઋણગ્રસ્ત હોય છે. કેમ કે આવા વ્યક્તિઓ પાસે પોતાની જમીન કે બીજી કોઈ સંપત્તિ હોતી નથી કે જેથી તેમને વાણિજ્ય બેંકો ધિરાણ આપી શકે. આવી પરિસ્થિતિમાં ખેત મજૂરોની પાસે શાહુકારો પાસેથી મન મરજી મુજબ વ્યાજની વસુલાત કરતાં હોય છે. આથી ખેતમજૂરો ઉપર દિવસેને દિવસે દેવું વધતું જતું હોય છે. આની સાથે ખેત મજૂરોના નાના બાળકો પણ આ પ્રકારની મજૂરી સાથે જોડાયેલા જોવા મળે છે. એક એવું અનુમાન પણ લગાવવવામાં આવ્યો છે કે એશિયાના કુલ બાળ શ્રમિકોનો એક તૃતીયાંશ હિસ્સો ભારતમાં જોવા મળે છે.

**KEYWORDS:** ખેતમજૂર, ધિરાણ, રોજગારી,

### પરિચય

ભારતની સ્વતંત્રતાને કેટલાય દશકાઓ વીતી ચૂક્યા છે. ભારતનું અર્થતંત્ર 3.5 ટ્રિલિયન ડોલરે પહોંચ્યું છે. અવકાશ કાર્યક્રમમાં પણ સારી એવી સિદ્ધિ મેળવી છે.(ચંદ્રયાન 3) આમ ભારતની અર્થવ્યવસ્થા વિશ્વની પાંચ સૌથી મજબૂત અર્થવ્યવસ્થાઓ માંથી એક છે. આટલી બધી સિદ્ધિઓ હાસિલ કરવા છતાં એક એવું પણ ક્ષેત્ર છે કે જે મુખ્ય ધારા સાથે જોડાયેલ નથી. એટલે કે આજે પણ ખેતીક્ષેત્રમાં ઉપયોગ થતાં સાધનો પરંપરાગત જોવા મળે છે. ખૂબ ઓછા પ્રમાણમાં ટેકનોલોજીનું વિસ્તરણ થયેલું જોવા મળે છે. ભારતમાં આજે પણ કૃષિ ક્ષેત્રમાંથી રોજગારી મેળવતા લોકોની સંખ્યા કુલ વસ્તીના 50% થી પણ વધારે જોવા મળે છે, આમ ખેતીક્ષેત્ર આટલા વિશાળ પ્રમાણ રોજગારી પૂરું પાડતું હોવા છતાં આ ક્ષેત્ર નો જોઈએ એટલા પ્રમાણમાં વિકાસ થયો નથી, સાથે આ ક્ષેત્ર સાથે જોડાયેલા ખેતમજૂરોનું પ્રમાણ દિવસે ને દિવસે વધતું જાય છે. આ બધીજ સમસ્યાઓ પાછળ કારણ એજ છે કે ખેત મજૂરો પાસે પોતાની માલિકીની જમીન નથી સાથે બીજા કોઈપણ વ્યવસાયમાં રોકાણ કરી અને આવક મેળવી શકે એટલું નાણું પણ નથી.

આમ આ રીતે દર વર્ષે ખેત મજૂરોની સંખ્યામાં ખૂબ જ મોટા પ્રમાણમાં વધારો થતો જોવા મળે છે જેની માહિતી નીચે દર્શાવવામાં આવી છે.

(આંકડા મિલિયાંમાં)

| ક્રમ | વર્ષ | ખેતમજૂર | ભારતની કુલ વસ્તી |
|---|---|---|---|
| 1. | 1951 | 27.3 | 361.0 |
| 2. | 1961 | 32.0 | 439.2 |
| 3. | 1971 | 47.8 | 548.2 |
| 4. | 1981 | 55.60 | 683.3 |
| 5. | 1991 | 74.07 | 846.4 |
| 6. | 2001 | 107.50 | 1028.7 |
| 7. | 2011 | 144.40 | 1210.8 |
| 8. | 2022 | 148.00 | 1417.2 |

સ્રોત : https://www.wekipedia.org

### ખેતમજૂરો

"કોઈ એક વર્ષ દરમિયાન પોતાની સંપૂર્ણ આવકમાંથી અડધાથી પણ વધારે આવક બીજાના ખેતરમાંથી શ્રમ કરીને મેળવતો હોય તેને ખેત મજૂર કહેવામાં આવે છે."

### ભારતમાં ખેતમજૂરોની સમસ્યાઓ:

**(1) રોજગારીની સમસ્યા**

આ પ્રકારના ખેત-મજૂરોને વર્ષના મોટા ભાગના સમયમાં બેકાર બેસી રહેવું પડતું હોય છે. કારણ કે ભારતમાં ખેતી એ વરસાદ ઉપર આધારિત જોવા મળે છે. ખાસ કરીને ભારતના મોટાભાગના વિસ્તારમાં વરસાદ ચોમાસામાં જ જોવા મળે છે . આથી ખેતમજૂરોને ચોમાસાની ઋતુ દરમિયાન જ કામ મળતું હોય છે .તેની સાથે ભારતની કુલ જમીનના 52% જેટલી સિંચાઇ ની સુવિધા ઉપલબ્ધ છે.તેથી બાકીની 48% જમીનમાં સિંચાઇની સુવિધા ઉપલબ્ધ ન હોવાના લીધે એ જમીનમાં ખેતી થઈ શકતી નથી. આથી આ જમીનમાં વસતા ખેડૂતો ને કે ખેતમજૂરો ને રોજગારી મળવાના કોઈ અવસરો હોતા નથી. સાથે સિંચાઇની સુવિધા ન હોવાથી ખેતીના સંલગ્ન વ્યવસ્થો એટલે કે પશુપાલન જેવા વ્યવસાયો માંથી મળતી રોજગારી પણ ગુમાવવી પડતી હોય છે. kfke

**(2) ઓછી આવક**

ખેતમજૂરોની આવક ખૂબ ઓછી જોવા મળતી હોય છે. કારણકે ખેત મજૂર પાસે પોતાની જમીન હોતી નથી. આથી તેઓ જમીનદારો પાસે મજૂરી મેળવવા માટે જાય છે. અને જમીનદારો તેમનું શોષણ કરીને મન મરજી મુજબ વેતન ચૂકવતા હોય છે. આથી તેમની આવક પ્રમાણમાં ખૂબ ઓછી જોવા મળે છે. સાથે મહિલાઓને પુરુષો ની સરખામણી એ ખૂબ ઓછું વેતન ચૂકવવામાં આવતું હોય છે. સાથે ખેતમજૂરોને

ફક્ત અમુક મહિના જ કામ મળતું હોય છે આથી તેમની આવક ખૂબ નીચી જોવા મળે છે. આવા ખેત મજૂરોને MGNREGA યોજનામાં 150 રૂપિયા પ્રતિ દિવસના લેખે વેતન આપવામાં આવે છે. ખાસ કરીને આવા ખેતમજૂરોની પાસે ખેતી કામ વગર બીજા કોઈ વિકલ્પો હોતા નથી.

**(3) દેવું**

મજૂરોની મુખ્ય સમસ્યાઓ માંથી આ પણ એક સમસ્યા છે. એટલે કે વર્ષના ખૂબ ઓછ મહિના જ કામ મળતું હોય છે. આમ તેમની આવકના બીજા કોઈ સ્ત્રોત હોતા નથી. સાથે તેમની પાસે પોતાની માલિકીની જમીન પણ હોતી નથી આથી તેમને બેન્કો પણ લોન આવવા માટે તેયાર હોતી નથી, આથી તેવો શાંહુકારો અને જમીનદારો પાસે નાણાં લેવા માટે જતાં હોય છે. આથીજ શાંહુકારો પણ ઊંચા વ્યાજદરે લોન આપતા હોય છે અને આમ ખેતમજૂરો વધારે ને વધારે દેવામાં ડૂબતાં જતાં હોય છે.

**(4) નિચા જીવનધોરણની સમસ્યા**

આ લોકોનું જીવનસ્તર ખુબજ નીચું જોવા મળે છે કારણ કે આ લોકો ખુબજ કઠણ પરિસ્થિતિયોમાં કામ કરતાં હોય છે. આ ખેતમજૂરોની આવક ના 75% જેટલી આવક ભોજનની પાછળ ખર્ચાઈ જતી હોય છે. કપડાં, મકાન, સ્વાસ્થ સુવિધાઓ, ખોરાક આ બધી જ સેવાઓનો અભાવ જોવા મળતો હોય છે, આ બધાની પાછળ એક જ કારણ જવાબદાર છે, અને એ છે ઓછી આવક. આમ આ ખેતમજૂરોને મળતી વિવિધ સેવાઓ ખુબજ ઓછા પ્રમાણમાં ઉપલબ્ધ હોય છે તેમને સારી કોઈ શાળામાં ભણવા મળતું નથી. તેમના બાળકોને પણ સારી શાળામાં ભણવા મળતું નથી. આમ વિવિધ પ્રકારની સુવિધાઓ થી વંચિત જોવા મળે છે.

**(5) સંગઠનનો અભાવ**

આ પ્રકારના ખેતમજૂરો ખાસ કરીને અભણ અને અજ્ઞાની જોવા મળે છે. આથી તેઓ પોતાની માંગણીઓ પૂરી કરવા માટે કોઈ સંગઠનો બનાવતા નથી અને આથી જ તેઓ વેતન વધારાની માંગણીઓ કામના વધારે કલાકો આવી બધી સમસ્યાઓ સામે લડી શકતા નથી. અને આથીજ તેમની માંગણીઓ પૂરી થતી નથી અને તેમનું શોષણ કરવામાં આવે છે

**(6) અન્ય વ્યવસાઓનો આભાવ**

ગ્રામીણ ક્ષેત્રોમાં સહાયક ઉદ્યોગ ધંધાનો અભાવ જોવા મળે છે. કારણ કે ગ્રામ્ય ક્ષેત્રોમાં મોટા ભાગના લોકો અભણ અજ્ઞાન જોવા મળે છે, આથી તેઓ લઘુ ઉદ્યોગો, કૂટીર ઉદ્યોગો, નાના ઉદ્યોગો વગેરેનો અભાવ જોવા મળે છે. સાથે સીંચાઈની અપૂરતી સુવિધાઓના કારણે વર્ષના અમુક મહિનાજ કામ મળે છે, અને અન્ય સહાયક ઉદ્યોગો એટલે પશુપાલન વગેરેનો પણ અભાવ જોવા મળે છે સાથે ગ્રામીણ ક્ષેત્રોમાં રોડ, વાહનવ્યવહાર, સંદેશાવ્યવહાર વગેરેના અભાવથી ઉદ્યોગોમા ઉત્પન્ન થતો કાચો માલ એક જગ્યાએથી બીજી જગ્યા એ મોકલી શકાતો નથી આથી તેવા ઉદ્યોગોમાં કાચા માલનું વેચાણ થતું નથી તેથી ખેડૂતોની આવક વધતી નથી સાથે આવા ઉદ્યોગોમાંથી મળતી રોજગારી પણ મળતી નથી. સાથે સિંચાઇની અપૂરતી સુવિધાઓ હોવાથી પશુપાલન સાથે સંલગ્ન વ્યવસયો કરી શકાતા નથી.

**સમસ્યાનું સમાધાન અને સરકારે લીધેલા પગલાં :**

**(1) રોજગાર માટેની વિશેષ યોજનાઓ**

મહાત્મા ગાંધી ગ્રામીણ રોજગાર ગેરેન્ટી અધિનિયમ, જવાહર ગ્રામ સમૃદ્ધિ યોજના, રાષ્ટ્રીય ગ્રામીણ રોજગાર મિશન, પંડિત દિન દયાલ ગ્રામીણ વિકાસ યોજના વગેરે જેવી યોજનાઓ સરકાર દ્વારા ચાલુ કરવામાં આવી છે. હજુ પણ ગ્રામીણ ક્ષેત્રોમાં મોટા પ્રમાણમાં બેરોજગારી જોવા મળે છે. આથી હજુ પણ ગ્રામીણ ક્ષેત્રોમાં રોજગારી માટેની યોજનાઓ બનાવવાની જરૂર છે.

**(2) ખેતી આધારીત ઉદ્યોગ ધંધાનો વિકાસ**

ખેતી આધારીત એવા ઉદ્યોગ ધંધાનો વિકાસ કરવો કે જેના થકી સ્થાનિક લોકોને રોજગારી મળી શકે. સાથે ખેડૂતો દ્વારા ઉત્પન કરેલ કાચામાલનો ઉપયોગ એજ ઉદ્યોગ ધંધામાં થાય, સાથે રોડ, વાહનવ્યવહાર નો વિકાસ કરવો જેના થકી કાચામાલને ઉદ્યોગ ધંધા સુધી પહોંચાડી શકાય. સાથે સિંચાઈની પણ વ્યવસ્થા કરવી જોઈએ જેનાથી કૃષિ સંલગ્ન વ્યવસયો ચાલુ કરી શકાય. અને તેમાંથી આવક અને રોજગારી મેળવી શકાય.

**(3) ધિરાણની સુવિધાઓ વધારવી**

ગ્રામીણ ક્ષેત્રમાં બેંકોની સુવિધાઓ વધારવા માટે સરકારે ઘણા બધા પ્રયાસો કર્યા છે. પરંતુ હજુ પણ બેન્કોની સુવિધા વધારવી કે જેનાથી ખેતમજૂરો, ઓછી જમીન ધરાવતા ખેડૂતોને પણ ધિરાણ મળી શકે. ગ્રામીણ ક્ષેત્રમાં નાના કારીગરો અને નાના વ્યવસાય કરતાં વ્યક્તિઓને ધિરાણની સુવિધા મળી રહે તથા ગ્રામીણ શાંહુકારો અને જમીનદારોની જાળમાંથી છૂટી શકાય. આ રીતે ધિરાણ ની સુવિધા ઉપલબ્ધ હશે તો ખેડૂતો સહેલાઈથી લોન મેળવીને પોતાના ખેતરમાં નવી ટેકલોજીનો ઉપયોગ કરી શકશે.

**(4) જમીન વિહોણા ખેતમજૂરો માટે જમીનની વ્યવસ્થા કરવી**

સરકારે જમીનની ટોચ મર્યાદા નક્કી કરી વધારાની જમીન ને જમીન વિહોણા ખેડૂતો વચ્ચે જમીન વહેચણીની વયસ્થા કરવી. ચોથી પંચવર્ષીય યોજનામાં આ કાર્યપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો હતો. આમ જમીન વિહોણા ખેતમજૂરોને જમીનની ફાળવણી કરવાથી ઘણી બધી સમસ્યાઓનો અંત આવી શકશે.

**(5) લઘુતમ વેતનનો નિયમ**

ભારતમાં ઔદ્યોગીક ક્ષેત્ર, ખેતીક્ષેત્રે કામ કરાનારા મોટા શ્રમિકોને ઉત્પાદકતાની કાર્યક્ષમતા અનુસાર વેતન મળતું નથી વળી મોટાં પ્રમાણમાં ખેત મજૂરો અસંગઠિત, હોવાથી તેઓને ઓછું વેતન મળે છે. તેથી ખેતમજૂરોનું જીવન ધોરણ નીચું રહે છે ખેતમજૂરોની સમસ્યા નિવારણ માટે મજૂરોને પૂરતું વેતન મળે તેવા પગલાં લેવા જોઈએ જેમકે લઘુતમ વેતન કાયદાનો અમલ કરવો જોઈએ.

**(6) કૌશલ્ય વિકાસના કાર્યક્રમો**

દેશમાં તાલીમ પામેલા મજૂરોનું પ્રમાણ ખૂબ જ ઓછા પ્રમાણમાં જોવા મળતું હોય છે. જેથી ખેતમજૂરોના કૌશલ્ય વિકાસ માટે વિવિધ તાલીમ કેન્દ્રો શિક્ષણની સુવિધાઓ અને મશીનરીનો ઉપયોગ વગેરે જેવા વિવિધ કાર્યક્રમોથી ખેતમજૂરોની કુશળતામાં વધારો કરી શકાય છે. જેથી તેઓ કોઈ પણ કામ કરવા માટે સક્ષમ બની શકે.

**REFERENCES**

1. https://www.india.gov.in
2. https://indianexpress.com
3. https://www.aajtak.in
4. https://unacademy.com
5. https://www.statista.com
6. https://byjus.com
7. https://www.wekipedia.org
8. https://jagranjosh.org